# ઉભય સુખની ગુટીકા

યાને

# સમર્થ બોધ સુબોધ.

યોજિ છપાવી પ્રસિદ્ધ કરનાર,

શેઠ કંકૂચંદ મૂળચંદ પટણી.

ચોપાટી નં. ૭-મુંબઇ.

વીર સં. ૨૪૪૧. ઈ. સ. ૧૯૧૫. સં. ૧૯૭૧.

આવૃતિ ૧ લી. પ્રત ૨૦૦૦.

શ્રી "સત્યનારાયણ" પ્રિ. પ્રેસમાં પા. મોતીલાલ કાળીદાસે છાપ્યો.

ઠે. સિવિલ ઈસ્પિતાલ પાસે પાનાભાઈની વાડીમાં-અમદાવાદ

કિંમત વાંચન, મનન.

## કિસીકું સબ દિન સરખે ન હોય (ટેક).

પ્રહ ઉગત અસ્તંગત દિનકર, દિનમેં અવસ્થા દોય. કિ. ૧

હરિ બલભદ્ર પાંડવ નલ રાજા, ભયે ખટ ખંડ રિદ્ધિ ખોય;
ચંડાલકે ઘર પાની આન્યો, રાજા હરિચંદ જોય. કિ. ૨

ગર્વ મ કરરે મૂઢ ગમારા, ચડત પડત સબ કોય;
સમય સુંદર કહે ઈતર પરત સુખ, સાચો જિન ધર્મ સોય. કિ. ૩

# પ્રસ્તાવના.



આ ફાનિ દુનિયામાં બીજા સર્વ પદાર્થો કરતાં માણસ માણસનું મન જેમ વધારે ખેંચે છે, તેમ શુદ્ધાત્મા આત્મિક વૈરાગ્યને ખેંચે છે. સુબોધ વાર્ત્તાઓ અને કથાઓ આપણા અમર આત્માને જેટલી અસર કરે છે તેના કરતાં સહજ ગણી સુબોધ અને તદ્દન તત્વજ્ઞાનની કુંચીઓથી ભરપુર આત્મહિત બિનાનો થોકડો અસર કરે છે. એટલે કે સમર્થ આત્માવબોધની ટુંકી ટુંકી કલમો ઘણી રસિકપણે પરિણમી વાચક અને શ્રોતા એમ ઉભય વર્ગને ઉપકારક થઇ પડે છે.

સદ્‌વિચારશાલી પુરૂષોને તેવા પુસ્તક વાંચન—મનનના સદ્‌વર્ત્તનથી આખરે સુખ આવ્યા વિના રહેતું નથી. કોઈપણ મનુષ્યો જે જે સાચું સુખ મેળવે છે, તે સદ્‌વર્ત્તનથીજ મેળવે છે. જેથી અમોએ આવા પ્રકારના લઘુ પુસ્તકો તૈયાર કરી-કરાવી બહાર લાવવાને સતત્ પ્રયાસ અને ભગિરથ પ્રયત્ન આદરેલો છે. જેના વડે ઘણી જાતનાં તેવાં અને તેવીજ રીતનાં બીજાં ખાસ ઉપયોગી પુસ્તકો સાર્વજનિક રીતે જનસેવામાં બહાર ફ્રી તરીકે મૂકવાને ધર્મ પસાયે અમો ભાગ્યશાળી થયા છીએ.

તેવી રીતે આ અમૂલ્યોપદેશ યાને ઉભય સત્ય સુખની ગુટીકા નામનું પુસ્તક આપ સાહેબો તરફ મૂક્યું છે, તે

વાંચકો વાંચીનેજ તેનો ખરો અનુભવ પામી અજ્ઞાન મહારોગ ઉપર આ ગુટીકાનું ઘર્ષણ કર્યાથી નાશી જશે. સુખની પ્રાપ્તિ માટે આ નમુનો છે.

એકંદરે આ ગુટીકા ગુણકારી અને ઉપકારી હોવાથી ફ્રી પુસ્તક રાખ્યું છે. ચુંટાએલી બીના ઉતાવળ થવાથી ક્રમસર ગોઠવાએલી નહી જણાય પણ આત્માને અનહદ હિતકારક પથ્ય છે.

જેમ ચંદ્રને જોઈ ચકોર પ્રફુલ્લિત થાય છે, તેમ આ પુસ્તકથી આત્મા બાહ્યાભ્યંતર પ્રફુલ્લ બને છે. માટે એક વખત આદ્યંત વાંચી મનન કરી જવા અમારી નમ્ર વિનંતી છે. જેથી અમે અમારો પ્રયાસ સફળ સમજીશું.

ચોપાટી નં. ૭–મુંબઇ.     યોજી પ્રગટ કરનાર,

તા. ૧૧–૪–૧૫     કંકુચંદ મૂળચંદ પટણી.



# ઉભય સુખની ગુટીકા

યાને

# સમર્થ બોધ સુબોધ.



સમાધિ કયારે લાભી શકે?—અનાદિ કાળના અભ્યાસવાળી વિષય કષાયની પરિણતીની શાન્તિ થાય ત્યારે સમાધિનું ફળ મેળવી શકે છે.

સમર્થ મહંતની ખબર કેમ પડે?—કર્મરૂપિ શત્રુની ફોજને હઠાવવાને તેના સામા થઈ એટલે તે કામ ક્રોધાદિકની સન્મુખ રહી જરાવારમાં તેને જીતી લે ત્યારે સમર્થ મહંતની ખબર પડે.

સમાધિ મરણવંતનું કેવું ધ્યાન હોય?—આત્મજ્ઞાનની મગ્નતામાં તલ્લીન હોઇ પુદ્ગલ દશાને નાશવંત માને, સ્વભાવને ક્ષણભંગુર સમજે અને હું (આત્મા) અનંત અવિનાશી છું એવો સદા શુદ્ધભાવ સ્થિર રાખે.

મોહાંધ જીવને શાની ખબર ના પડે?—મોહ વિકલ જીવની સાથે જન્મ અને મરણ બેઊ છે. ક્ષણ ક્ષણમાં મરે અને જન્મે છે તેની તેને ખબર નથી.

ત્રણ જગતમાં ન મળે એવું સુખ કયું ?—આત્મસત્તા વડે ઐકયતા પામી ચિત્તને આનંદમય બનાવી સ્હજ સ્વરૂપ પ્રગટ કરે એવું આત્મ અનુભવ સુખ જાણવું.

ધર્મ પામ્યાનો સાર શું?—પોતાના અને પરાયા જીવ ઉપર દયાર્દ્રદિલ રાખી ઇંદ્રિયોનું દમન કરવું, તથા સત્ય બોલવું.

દુર્જન શત્રુઓ કોને કંઈ કરી ન શકે ?–જે મનુષ્ય છાકટ્-પણે ન વર્ત્તે, અણછાજતો વેશ ન પેહરે, અને વાંકી દૃષ્ટી એટલે ખોટી નજરે ન નિહાળે તેને દુર્જન શત્રુ કંઇ કરી શકતા નથી.

કળિયુગ કોને જીતી ન શકે ?–જીભ વશ રાખી અકાર્ય ન કરે, ને પોતાનો ઉત્તમ કુળાચાર નહિં છોડનારાને કળ-જુગ કંઈ કરી શકે નહિં.

સજ્જનોનો દુષ્કર માર્ગ કયો ?—કોઇને કોઇ કાળે પણ આળ ન દેવું, કોઇના મર્મ ન પ્રકાશવા, ને દ્વેષબુદ્ધિથી કોઇ ઉપર આક્રોશ ન કરવો એજ સજ્જન માણસોનો કઠિણ માર્ગ સમજવો.

કેવી પ્રતિજ્ઞા જાવજીવ સુધી રાખવી ?—છતિ શક્તિએ કોઇની પ્રાર્થનાનો ભંગ કરવો નહિ. કોઇની પાસે કોઇ પણ વખતે આશીભાવે જાચના કરવી નહિ, અને ગરિબાઇ દાખવવી નહિ.

મોટાઇ ખરી કેમ મળે ?-પોતાની પ્રસંશા પોતાને મુખે નહિં

કરવી, ઘણું હસવું નહિ, અને કોઇની નિંદા કરવાની ટેવ ન હોય તેવા જનો ખરી મોટાઇને પામે છે.

જગતમાં જશ કેવી રીતે પ્રસરે ?—કદી કાલે પણ અકાર્ય ન કરે, નિંદા થાય એવા કામમાં ન પડે, અને સાહસિકપણું ન છોડે તો જશ ગવાય છે.

લોકોમાં અપજશ કયારે ન બોલાય ?-નઠારી સોબત ન કરે, અન્યાય અનીતિથી દૂર રહે, તો તેનું કોઇ વાંકુ ન બોલે.

અમૂલ્ય વશીકરણ મંત્ર કયો ?-મિષ્ટ અને પ્રીય બોલવું, અને વિવેક સહિત વિનય કરવાથી વિરોધી હોય તે પણ વશ બને છે.

પર પાસેથી અર્થ કયારે સિદ્ધ થાય ?—અવસર ઉચીત વાત કરે ત્યારે.

વ્યામોહિત શા માટે ન થવું ?-જેની અદ્ભૂતતા દેખીએ તેનાથી પણ વિશેષ અદ્ભૂતતા અને અલૌકિકતા આ જગતમાં છે, આ પૃથ્વીમાંજ શેરને માથે સવાશેર છે. માટે વ્યામોહિત થવું નહિ.

દેવાધિદેવ કોને કહેવા ?—જેની ચોસઠ ઇંદ્રો શેવા કરતા હોય તેમજ રાગ-દ્વેષને જીતી યથાર્થ અર્થના પ્રકાશનારા ત્રણ જગતના જીવોને સમાન લેખનારા પરમેશ્વરને દેવાધિદેવ કહેવા.

સ ગુરૂ કોને કહેવા ?–ધર્મશાસ્ત્રના અર્થ યથાર્થ ઉપદેશકને કહે, અને શુદ્ધ આચાર પાળતા થકાં જ્ઞાન પ્રાપ્તિ કરે અને કરાવે તેમજ તરવાનો માર્ગ જાણનાર તારકને સદ્ગુરૂ કહેવા.

શાણા પુરૂષોનો બોધ શું ?-સર્વ પ્રત્યે ઉપકાર કરવો, કરેલા ઉપકારને ભુલવો નહિં, અને દુઃખીને દિલાસો દઇ આશ્રય આપવાનો.

કોને ઠગવા નહિં ?–આપણા ઉપર વિશ્વાસ રાખનારા સત્યપરાયણિ જનોને ઠગવા નહિં.

કોનું વચન લોપવું નહિં ?—વડીલવર્ગ અને ગુરૂનાં વચન લોપવા નહિં.

ધીરજની કસોટી ક્યારે થાય ?—કોઇપણ કારણે ઉત્પન્ન થતા કષ્ટ સમયે મુંજવણ ન પામે ત્યારે ધીરજવંત છે એમ ખાત્રી થાય.

આત્માના કેટલા પ્રકાર છે ?--ત્રણ છે. બાહ્યાત્મા, અંતરાત્મા, અને પરમાત્મા.

ત્રણ પ્રકારના આત્માનું લક્ષણ શું ?–**બાહ્યાત્મા** શિવરમણીમાં નહિં રમતા, બીજા પદાર્થોને વિષે આસક્ત રહે છે. **અંતરાત્મા** સમ્યક્‌પણું પામીને શિવરમણીને મેળવવાને મગ્ન બને છે. **પરમાત્મા,** શુદ્ધ બ્રહ્મપદને અજરામર સ્થાનક પ્રત્યે જઇ લોકાલોક સ્વરૂપને જાણી રહેનારા છે.

શીતળમાં શીતળ વસ્તુ કઇ?-ચંદન શીતળ છે. ચંદનથી ચંદ્રમા શીતળ છે, અને ચંદ્રથી સાધુસંતનો સમાગમ શીતળ જાણવો.

દુનિયામાં દુઃખી કોણ?-કામાતુર, લોભાતુર, અને ચિંતાતુર. મહા દુઃખી જાણવા.

વિષ સમાન શું જાણવું?—અભણને વાંચવાનું, અજિર્ણ-વાળાને ખાવાનું અને દારિદ્રિને સાંભળવાનું વિષ જેવું લાગે છે.

અંગનાં સાચાં ઘરેણાં કયાં જાણવાં?-હાથનું ઘરેણું દાન, કંઠનું સાચ, કાનનું શાસ્ત્રશ્રવણ, મુખનું મીષ્ટવચન, સોના-ચાંદી અને હીરા-માણેકના ઘરેણાં કરતાં અધિક મૂલ્યવાન જાણવા.

ધર્મનું પાલન શાથી થાય?-દયા, દાન, અને ક્ષમાથી થાય છે.

સર્વોત્તમ દાન કયું?-વિદ્યા જ્ઞાન છે, કે જેનાથી જીવિત પર્યંત તૃપ્તી પમાય છે.

ધનવાન, બળવાન, અને રૂપવાનને કોનો ભય?-ધનવાનને રાજાનો ભય, બળવાનને દુશ્મનનો, અને રૂપવાનને જરા વૃદ્ધ અવસ્થાનો ભય જાણવો.

ખરો બંધુ કોણ?-શુભકામ વખતે, કષ્ટ સમય વખતે, સ્મશાન વખતે, અને સભ્ય-રાજસભા વખતે સાથે ઉભો રહે તે બંધુ.

ત્યાગ કોનો કરવો?-દયા વગરના ધર્મનો અને વિદ્યા વિનાના ગુરૂનો ત્યાગ કરવો.

દુર્ગતિના દ્વાર (બારણાં)નું ઢાંકણુ શું છે?—દયા.

કોના મરણથી મોક્ષ મળે?-મનના મરણથી ઇંદ્રિઓનું મરણ છે, અને ઇંદ્રી મરણથી કર્મોનું મરણ થાય છે અને કર્મનાજ મરણથી મોક્ષ મળે છે.

પ્રીતિનો અને મિત્રનો નાશ શાથી થાય છે?-પ્રીતિનો નાશ ક્રોધથી અને મિત્રતાનો નાશ માયાથી થાય છે.

વિનયનો નાશ શાથી થાય છે?—માન કર્યાથી વિનયનો નાશ જાણવો.

મોટામાં મોટું સત્ કાર્ય અને દુષ્ટ કાર્ય કયું?-મોટામાં મોટું સત્કાર્ય ધર્મ કાર્ય છે અને મોટામાં મોટું દુષ્ટકાર્ય જીવહિંસા છે.

કસોટીએ ચઢતા પણ પોતાની કુલીનતા કોણ ન તજે?-ચંદન, કુંજર, (હાથી) શેલડી, અને કુળવાન. જુઓ, ચંદનને પ્રજાગતા થકાં પણ વધારે ભભૂક-સુગંધ દેછે. કુંજર, ચાલવામાં પોતાની મદચાલ છોડતા નથી, શેલડીને યંત્રમાં પીલતાં પણ મધૂર મીષ્ટ સ્વાદ આપે છે, અને ગમે તેવી ગરિબતા આવે તોપણ કુલીન માણસો પોતાના સદાચરણ તજતાં નથી.

માર કોણ ખાય ?—ઢોલ, મૂરખ, કુભાર્યા, અને પશુ.

કોને ત્યાં જવામાં, આપણું માન છે ?—છેટે-વેગળેથી બોલાવી નજીક આવતાં બેસવાને આસન આપે અને પાન સોપારી પ્રમુખ વસ્તુ આપી સત્કાર કરે તેવાઓને ત્યાં જવું માન છે.

ધર્મ આરાધન ક્યાં સૂધી થઇ શકે ?—જ્યાં સૂધી ઇંદ્રીઓ શિથિલ થઇ નથી. રોગ આવ્યો નથી, અને જરા-વૃદ્ધ અવસ્થાને પામ્યો નથી, ત્યાં સૂધી જીવ ધર્મારાધન કરી શકે છે.

ઉત્તમ શ્રોતાના લક્ષણ કેવાં હોય ?—વક્તાને સ્નેહ નજરે હસતા મુખે યોગ્ય સ્થાનકે હોંકાર આપે, અને હંશ ચંચુવત્ ગુણને ગ્રહણ કરે, અને બોધમાંનો ભેદભાવ પરખીને પ્રમોદ પામે તેવા લક્ષણ શ્રોતાના જાણવા.

કનિષ્ટ શ્રોતાનું લક્ષણ શું ?—વક્તા પાસે કનિષ્ટ શ્રોતો શ્રવણ કરતો કરતો ઉંઘે, અથવા અર્ધ વચ્ચેથી ઉઠીને ચાલ્યો જાય. કાંતો વક્તાને પૂંઠ દઇ બેસે, કાંતો પોતે પોતાના પડખેના જોડે પોતાની વાતો કરવા મંડે અને બીજાના ગળામાં હાથ નાંખી બેસે કે ઊભો દેખાય એવા કનિષ્ટ શ્રોતાના લક્ષણો હોય.

કઇ વસ્તુ મોહમાં અંધ કરે છે ?—કંચન અને કામિની એ બે વસ્તુ ઉપરથી કોઇ વીરલાજ મોહ દૂર કરે છે.

પ્રભુ કોનાથી દૂર અને કોનાથી પાસે છે?—ઠકુરાઇ-પ્રભુતાથી પ્રભુ દૂર હોય છે, અને લઘુતામાંજ પ્રભુતા પાસે છે.

વૈદ કોને ઘેર નિત્યજાય, અને કોને ઘેર ન જાય?-ખરાબ પાણી પીતાં હોય અને લોઢીનાં ઢબરા બહુ ખાતો હોય અને હમેશ છો (ચુના)વાળી અથવા પથરાવાળી જમીને લાંબો વખત સૂઇ રહેતો હોય, એવાઓને ઘેર નિત્ય વૈદ્ય ફેરા મારી રહ્યા છે. પણ જેણે નરણાં હરડે ખાવાની ટેવ કરી હોય, ઓંકીને ઉલ ઉતારતો હોય, અને દૂધે વાળુ કરતો હોય એવાઓને ઘેર બિલકુલ વૈદ જતાં નથી.

લાકડીમાં શો ગુણ છે?—નદી સરોવરમાંના સામે તીર જવામાં પાણીનું માપ બતાવનાર, તેમજ કરડવા આવનાર કુતરાને વારનાર હથિયાર તરીકે છે. ઉંચી નીચી જમીનમાં પગ નહિં પડવા દેનાર સગવળતા વાળી લાકડીનો ગુણ જાણવો.

ખરાબ શું?—પ્રીતિનો માર્ગ, જંગલમાં વાસ, કુમિત્રનો સ્નેહ, મુરખનું હસવું, સૂમ-કૃપણની શેવા, કુલક્ષણિ સ્ત્રી, સાસૂ ઘેર જમાઇ, અને બ્હેનને ઘેર ભાઇ એ સર્વે બૂરા જાણવા. પણ તે સર્વમાં પેટવાસ્તે 'માંગવું.' એના સમાન કોઇ બૂરૂં નથી.

દુઃખનો અંત કોણ પામે?—હિમ્મતવાન મનુષ્ય દુઃખને દૂર કરે છે.

દયા કોની લાવવી—દીન અને દુઃખીની દયા લાવવી.

કોણે કઇ જગ્યાએ સ્થિર વાસ ન કરવો ?—સ્ત્રીએ પીયરમાં, પુરૂષોએ સાસરામાં, અને સાધુજનો એકજ સ્થાનમાં જો લાંબો કાલ વસે તો અલખામણાં થઇ પડે છે.

ભમતા ભલા કોણ ?—પાણી વહેતું રહ્યાથી નિર્મળતાને પામે છે, અને બાંધી રાખતા જેમ કોહી જાય છે તેમ સાધુ પુરૂષો જૂદા જૂદા સ્થાને ભમ્યાથી બહુ લાભ ઉભયને છે અને જો ઉપરા ઉપરી એકજ ઠેકાણે સ્થીર વાસ કરે તો દુષણ પામે છે. માટે સાધુ ભમતા ભલા સમજવા.

ઉપદેશ કોને ન લાગે અને કોને લાગે ?—તમો ગુણીને ગમે તેવો ઉત્તમ બોધ આપો પણ લાગે નહિં, રજોગુણીને મહા મુશીબતે લાગે અને સત્વ ગુણીને તુર્તમાંજ ઉપદેશ અસર કરે છે.

લક્ષ્મિ કોના શિરપર સમજવી ?—સાચા ઉદ્યમના શિરે જાણવી.

ગુણરાગી કોને કહેવો ?—ગુણી જનોનો પક્ષ કરનાર અને ગુણને લેનાર ગુણરાગી કહેવાય છે.

લજ્જાવંત કોને કહેવા ?—લાજવાન મનુષ્યો અકાર્ય તજી સત્કાર્યમાં સ્હેજે જોડાય, અને મર્યાદા સાચવે તેને લજ્જાવંત માનવા.

દીર્ઘદર્શી કોને કહેવા ?—કરવાના કાર્યમાં પ્રથમથી સારી રીતે વિચાર કરીને પરિણામે લાભ સમાયો હોય એવા કાર્ય કરનારને દીર્ઘદર્શી જાણવા.

લબ્ધ લક્ષનું લક્ષણ શું?—કોઇ પણ કાર્યને સુખેથી સાધવું તે
શઠનું લક્ષણ શું ?—શઠ એટલે મૂર્ખનો સરદાર છળ કપટને
પ્રપંચ વડે પરને પાસલામાં નાંખી ફસાવવો તે.

સૌમ્ય કોને કહેવો ?—પાપ દોષ રહિત સ્વભાવવાળો શીતળ આત્માવંતને સૌમ્ય ગુણી જાણવો.

ભીરૂ કોને કહેવો ?—આ લોક અને પરલોક સંબંધીના અપવાદથી ડરે અને સંભાળીને ચાલે તેને ભીરૂ જાણવો.

સત્કથ કોને કહેવો ?—હિતકારી એવી ફક્ત ધર્મ કથા, જેને પ્રીય છે તે કહે અને સાંભળે તેને સત્કથ માનવો.

વિશેષજ્ઞ ગુણવાનનું લક્ષણ—પક્ષપાત રહિત, હિત-અહિત, કાર્ય-અકાર્ય, ઉચિત-અનુચિત, ભક્ષ્ય-અભક્ષ્ય અને ગમ્ય-અગમ્યની વાતો વિશેષથી જાણે તે વિશેષજ્ઞ હોય,

દયાળુઓનું લક્ષણ—સર્વે કોઇ પ્રાણી વર્ગ ઉપર અનુકંપા લાવનારાને દયાળુઓ જાણવો.

વૃદ્ધાનુગત કોને કહેવો—પરિપક્વ બુદ્ધિવાળા અનુભવીને પગલે ચાલે તેને જાણવો.

પરહિતકારી કોને કહેવો ?—સ્વાર્થ વિના પોતાની મેળે પરોપકાર કરે, વળી કોઇની અપેક્ષા સિવાય તેમજ દાક્ષિણ્યતા સિવાય પોતાના આત્માનીજ પ્રેરણાથી સ્વકર્ત્તવ્ય સમજીને કરનારજ પરહિતકારી કહેવાય છે.

સિદ્ધનામાશય ગુણ કોને કહેવો ?—પોતાથી અધિક ગુણ-

વંતનો વિનય કરે મધ્યમ ગુણી ઉપર ઉપકાર કરે, અને હીણા ઉપર કરૂણા કરનારને સિદ્ધનામાશય જાણવો.

પ્રસ્થિત એટલે શું ?—હા જી હા કરી સારૂ લગાડનાર મીઠા બોલો.

મુખદુષિત—પારકાના છતા અછતા દોષો બોલવાથી મુખ દુષિત થાય છે માટે તેમ બોલતાં વર્જવું.

અપવિત્રનેત્ર—પરસ્રીને વિકાર દ્રષ્ટિએ દેખી તેના અંગોપાંગ નિહાળી નિહાળી જોવાથી આંખ અપવિત્રપણાને પામે છે. માટે તેમ નહિં થવા ઈષ્ટ દેવને નિહાળી નિહાળવાથી નેત્ર પવિત્ર બને છે.

મનમલિન—પરજીવોને અનર્થકારી પીડા ઉપજાવવાના વિચારો કરવાથી મન મેલું થાય છે માટે કર્મ રૂપ મેલ ન લાગે તેમ વર્તવું.

અજ્ઞાન પ્રાણીઓ દેખી શકતા નથી—અનંત શક્તિવંત આત્માને અજ્ઞાનીઓ જોઇ શકતા નથી.

આત્માને શરીર કેવી રીતે રહ્યા છે ?—પાણીમાંહેનું કમળ પાણીથી જેમ ભિન્ન રહે છે તેમ આત્મા શરીર સાથે રહ્યો થકો ભિન્ન જાણવો.

અવ્રતોનો ત્યાગ કરી વ્રતો અને નિયમોને વિષે સ્થિર થવું.

ધન્વંતરી પ્રભુ વૈદ્ય કેવારોગ મટાડે અને કઇ ટુંકી દવા ?—પ્રભુ ધન્યવંતરી વૈદ્ય, કર્માધિન દુષ્ટ રોગે પીડાતા પ્રાણી-

ઓના વિવિધ પ્રકારના બ્રાહ્ય રોગો, અને કામ ક્રોધાદિ અંતર રોગોને પોતાના નામ સ્મરણરૂપ રસાયણ દવાથી આરામ પમાડી સૌભાગ્યપણું બક્ષે છે.

પ્રભુના નામ સ્મરણ અને જપ ધ્યાનથી શું લાભ છે?—સર્વ પ્રકારની વિદ્યા પ્રાપ્ત થાય છે, મંત્રોની પ્રાપ્તી થાય છે, અને મહાન્ સિદ્ધિઓની પ્રાપ્તિ થાય છે, માટે એક શુદ્ધતા વડે નામ સ્મરવું.

સિદ્ધિ કેટલી ને કઇ કઈ છે?—આઠ છે. અણિમા મહિમા, લધિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશીત્વ, અને વશીત્વ છે.

આઠેસિદ્ધિના ગુણ ટુંકમાં—જેમને અણિમા સિદ્ધિ ઉત્પન્ન થઇ હોય તે જીવ પોતાનું શરીર ઘણું ઝીણું-નાનું શરીર કરી શકે છે અને ઝીણા છિદ્રમાં પેશી શકે છે.

મહિમા—થકી પોતાનું શરીર મેરૂ પર્વત જેટલું મોટું કરી શકે છે.

લધિમા—પવનથી પણ હલકું શરીર કરવાની લબ્ધિ ઉત્પન થાય.

ગરિમા—લોઢા સરખુ ભારે વજન શરીરનું કરવાની શક્તિ થાય.

પ્રાપ્તિ—પોતાને સ્થાને બેઠો થકો આંગલી વડે મેરૂ પર્વતને સ્પર્શ કરવાની શક્તિ હોય.

પ્રાકામ્ય—ની પ્રાપ્તિથી જળ અને સ્થળ ઉપર એક સરખો ચાલે.

ઇશીત્વ—ની પ્રાપ્તિ થકી તિર્થંકર અને ઇંદ્રોના જેવી રિદ્ધિ વિકૂર્વી શકે છે.

વશીત્વ—ત્રણ જગતના પ્રાણી માત્રને જરાવારમાં વશ કરી શકે. એવી સામર્થ્ય શક્તિ સિદ્ધિઓમાં રહેલી ગુણવાન જાણવી.

શુદ્ધ પરમાત્માની આજ્ઞાનાં બળવડે ભક્ત જનોની શક્તિ—ગર્વિષ્ટ થયેલા એવા રાક્ષસ, કિન્નર, ભૂત પ્રેતાદિ, ફણીધર મણીધર, ભીલ્લ, તસ્કર, અગ્નિ અને મેઘના ઉપદ્રવને દૂર કરી શકે છે. તેમજ બળ રહિત કરે છે, ને થંભાવી દે છે.

સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપી કયા દેવ?—વિતરાગ, આર્હંત્, જિનેંદ્ર કે જેના નામ પ્રમાણે ગુણો મેળવ્યા છે. યા તો ગુણો પામીને નામધારણ થાય છે.

પુરૂષના પ્રકાર અને તેના લક્ષણ—સર્વોત્તમ, ઉત્તમ, મધ્યમ, અને અધમ એ ચાર પ્રકારના પુરૂષો જાણવા.

સર્વોત્તમ—જેનાં અંગોમાં યોવન તન્મય નાચી રહ્યું છે, અને સુગંધથી બેહુકી રહ્યું છે, અને અત્યંત રૂપવંતી સ્ત્રીયોમાં વસવાટ છતાં બ્રહ્મચર્ય પાળી શીલવંત રહ્યા છે, તે સર્વોત્તમ જાણવા.

ઉત્તમ—રૂપવંતી અને યૌવનવંતી સ્ત્રીઓની સાથે

સંગત થતાંજ ક્ષણવાર થોભાઈ જાય, અને અકાર્યમાં ઝપલાયા પહેલા વૈરાગ્યબુદ્ધિથી મન પાછું ખેંચે, અને કરેલ અકાર્યનો પસ્તાવો કરે, અને ફરી રાગ ભાવ ન થાય.

રૂપ–યુવતીની ક્ષણવાર ઇચ્છા કરે અને ભોગની અભિલાષા કરે. વળી સ્ત્રીઓએ પ્રાર્થના કરાએલો છતાં પણ અકાર્ય ન કરે તેઓ ઉત્તમ પુરૂષ જાણવા.

મધ્યમ—ધર્મ અર્થ ને કામ એ ત્રણ પુરૂષાર્થને હાની ન પહોંચાડે, અને વર્ત્તે તે મધ્યમ જાણવા.

અધમ—લાજ મર્યાદ છંડી લંપટપણું દાખવી વિષયોમાં આસક્ત બને અને સર્વ પુરૂષાર્થને ધક્કો પહોંચાડે તેવા પુરૂષોને શાસ્ત્રકાર નિપુણ પંડિતો અધમ પુરૂષ કહે છે. સ્ત્રીઓએ પણ યથાયોગ્ય ઉચીત સમજી લેવું.

નિંદા ન કરવી—કોઇની નિંદા ન કરવી તેમાં કોઇ પણ ધર્મવેશધારીની નજ કરવી પણ તેઓ માને એમ લાગતું હોય તો તેને સભ્ય અને છાજતા વચનો વડે શિક્ષા વચન કહેવાં. પણ જો ગુસ્સો કરે તેમ લાગે તો તેના દોષો પ્રકાસવાં નહિં.

ધર્મ ગુણનું માન—કળીકાળમાં જે પુરૂષોમાં અલ્પ પણ ધર્મ ગુણ દેખાય તો તેનું બહુ માન કરવું અને તે ધર્મ બુદ્ધિથીજ.

કૃષ્ણ લેશ્યાવંત—નિરંતર ક્રોધે વર્તતો, ક્રૂર પરિણામી, પરગુણનો દ્વેષી, અને નિર્દયી માણસો કૃષ્ણ લેશ્યા વાળા જાણવા.

નીલ લેશ્યાવંત—જે માણસના મન પરિણામ પરને ઠગવાના હોય, મંદબુદ્ધિવંત, આળસુ, પરસ્ત્રીલંપટ, સદા અભિમાની પુરૂષને નીલ લેશ્યાવાળા જાણવા.

કાપોત લેશ્યાવંત—સદા શોકાગ્રસ્ત, સદા દ્વેષી, પરનિંદક, આત્મપ્રસંશાવંત અને લડાઇખોર વાળાને કાપોત લેશ્યા હોય.

પદ્મ લેશ્યાવંત—ક્ષમાવાન, લૂખી વૃત્તિવાળો, દયાવાન, શુદ્ધ દેવગુરૂની ભક્તિવંત, ઉદ્યમી, પવિત્ર મનવાળો, આનંદી, પરિણામવાળાને પદ્મ લેશા જાણવી.

તેજો લેશ્યાવંત—વિદ્યાવાન, ગુણવાન, કાર્યાકાર્યનો વિચારનાર અને મિત્ર સાથે સરખી પ્રીતિ રાખવાવાળો તેજો લેશ્યાનો ધણી જાણવો.

શુકલ લેશ્યાવંત—રાગાદિ વિકાર વગરનો, પરમાત્મ પરિણતિવાળો, પરમાત્મ સ્વરૂપ ધ્યાને કરી સહિત, અત્યંત નિર્મલ એવી દશાવાલો શુકલ લેશ્યાવંત જાણવો.

સ્વર્ગ થકી આવી અવતાર લીધેલાના લક્ષણ—દાન દેવાને સદા આતુર, સદા દેવ પુજા કરનારો, તેમ ગુરૂની પણ ભક્તિ કરનારો, મધુર વાણીવંત જીવ સ્વર્ગથી આવેલ જાણવો.

નર્કમાંથી નીકળીને જન્મ લેનાર સામાન્ય જીવનું લક્ષણ સર્વની સાથે ક્લેશ કરનાર, શરીરે રોગી, મૂર્ખનો સંગતી, અતિ ક્રોધ રાખનાર, કડવાં વચનનો બોલનાર, નર્કમાંથી આવેલ જાણવો.

ત્રીયંચ ગતિમાંથી આવેલો—અસંતોષી, ઈર્ષાળુ, કપટી અને ક્ષુધાતુર, આળસુના લક્ષણવાળો મનુષ્ય તિર્યંચમાંથી આવ્યો જાણવો.

મનુષ્યગતિમાંથી મનુષ્યપણે જન્મેલો—અલોભી, વિનીત, દયાવંત, દાન દેવાની રૂચીવાળો, કોમલ પરિણામી, સરલ સ્વભાવી, આનંદી મુખવાળો, મંદ કષાય પરિણામવાળો, મધ્યમ ગુણવંત જીવ મનુષ્ય ગતિમાંથી આવેલો મનુષ્ય જાણવો.

દેવગતિ અને મનુષ્ય ગતિમાં મહત્ત્વ કઈગતિનું ?—મહત્ત્વ મનુષ્ય ગતિનું છે, કેમકે દેવલોકમાં એકલું સુખ છે, પણ ત્યાં દાન પુન્ય કે ક્રિયાકાંડ કંઇ નથી કે જેથી મોક્ષમાં ત્યાંથી કોઇ દેવ જઇ શકે ! મોક્ષમાં જવા માટે દેવોને પણ મનુષ્ય ગતિમાં આવવું પડે છે માટે મનુષ્યગતિ મહત્ત્વવાળી છે મોક્ષમાં જવાને અધિકાર ફકત મનુષ્યનોજ છે.

ઈષ્ટદેવના દર્શન કેવી રીતે કરતાં લાભ મળે ?—મન વચન અને કાયાની શુદ્ધિથી એકાગ્રપણાની તલ્લાલીનતાવાળી

રીત લાભ પમાડે છે. માટે દેવ દર્શન શુદ્ધ પરણા-
મથી કરવા.

શરીર અને મનનું પોષણ શાથી થાય છે?—શરીરનું પોષણ ભોજન અને ધનથી થાય છે, તેમ મનનું પોષણ વાંચનથી થાય છે. તેથી વાંચનનો શોખ વધારી મનને મજબુત કરવું.

મનુષ્ય જન્મ દીપાવનાર શિક્ષણ—નીતિનું શિક્ષણ મનુષ્ય જન્મને દીપાવે છે, ન્યાય-ઇન્સાફ આપનાર નીતિ શિક્ષણજ છે અને સર્વ શિક્ષણમાં પ્રથમ પદ ધરાવે છે માટે નીતિ જ્ઞાન મેળવવું.

નીતિ શિક્ષણના અભાવથી ગેરફાયદા—નૈતિક જ્ઞાન વગરના મનુષ્યો અસત્યને ગ્રહણ કરે છે તેમજ ધનાદિ મેળવવાના કારણોથી દગા-કપટ કરે છે. વળી અનીતિવાન માણસો પોતાના વેપાર-ધંધામાં ગબડી જઇ સુખમાંથી દુઃખમાં આવી પડે છે. વળી અસત્યવાદિનો કોઈ વિશ્વાસ પણ કરતું નથી.

આત્માનું સામર્થ્ય કયાં છે?—અંતરમાંજ સામર્થ્ય છે.

દુઃખ અને ગરિબાઇ કયારે નાસે?—અંતરંગની અંદર રહેલા સામર્થ્યનો ઉપયોગ કરે તો બંને નાશી જાય.

અવગુણતા કોણ મેળવે છે?—કુર સ્વભાવના માણસો ગમે તેટલા સમજીને ચેતે, તોપણ તેઓ ગુણીજનોની અવ-

મણુના કરીને અવગુણુજ મેળવે છે. કાગડાભાઇ ઘણા ચતુર છે. કોઇની જાળમાં ફસાવો મુશ્કેલ છે ખાવાનું પણ હુશિયારીથી ખાય છે, છતાં ખરાબ અને દુર્ગંધી પદાર્થ સિવાય કંઈ ખોરાક તેને હાથ લાગતો નથી.

કસોટીનો સમય—ભીડ–દુઃખ પડે ત્યારે ભાગી ન જાય અને સાનુકુળતા કરી આપે.

આજનું કાલ ઉપર શા માટે નહિં રાખવું?—આયુષ્ય ક્ષણે ક્ષણે ઘટે છે. કોઇ રીતે વધતું નથી. પ્રભાતમાં શું થશે તેની ખબર નથી. માટે સતકાર્ય કરવાના તે આજજ કરી લેવા.

સંબંધી શા કારણે એકઠા જલ્દી થાય છે?–સર્વ કોઇ વિત્ત–પૈસો વહેંચી લેવાને ભેગા મળે છે, પણ વિપત્તિ વહેંચવાને કોઇ ઉભા રહેતા નથી.

ચાલણીનું દૃષ્ટાંત—દળેલી વસ્તુને ચાલણી, ઝીણું–જાડું જૂદું પાડી પોતામાં ફકત થૂલુંજ રહેવા દે છે. તેમ પાપી માણસો ઝીણા રૂપ સદ્ગુણનો ત્યાગ કરી થૂલારૂપ દુર્ગુણ–પાપને ગ્રહણ કરે છે.

મનની નિર્બળતાનો નાશ—જેમ જેમ પવિત્રતાઇ વધતી જશે તેમ તેમ મનની નબળાઇ નાશ પામે છે. જયારે ફળ આવવાનાં હોય ત્યારે ફુલને ખરી પડયા વિના છુટકો નથી.

નાની ભૂલો કોની ગંભિર—પવિત્ર પુરૂષોની નજીવી ભુલો તેની આજુબાજુ પવિત્રતાની સમીપમાંજ રહ્યા થકી પણ ગંભીર દેખાય છે. સફેદ વસ્ત્ર ઉપર નાનો સરખો પણ કાળો ડાઘ વિરોધતાને લઈ વસ્ત્રની આજુબાજુએ પણ કદરૂપતા દેખાડે છે. માટે બીલકુલ ભુલ આવવા ન દેવી એટલે નિષ્કલંકતા ધારણ કરવી.

ભગવાન કયાં દેખાય ?—સ્વચ્છ અંતઃકરણમાં ભગવાન દેખાય છે. નિર્મળ કાચમાં જેમ સૂર્યનું બિંબ પડે છે, તેવી રીતે હૃદય આરિસો સ્વચ્છ રાખવો.

પીંજરની બેદરકારી—પક્ષી ઉડી ગયા પછી ખાલી પિંજરાની કોઇને દરકાર નથી. તેમજ આત્મહંસ પક્ષી શરીર પિંજરમાંથી નીકળી ગયા પછી ખોલીયાની કોઇ દરકાર રાખતું નથી.

ચોર પેશી ન શકે—જાગૃત રહેલા મનુષ્યોના ઘરમાં ચોર પેશી શકતા નથી તેમ હમેશાં સાવધાનપણે વર્ત્તનારાના હૃદયમાંના સુવિચારોને લુંટવા કુવિચારો પેશી શકતા નથી.

નીચી ગતિમાં કોણ ન જાય ?—શુદ્ધ ધર્મ માર્ગના ફરમાન મુજબ વર્તનારા સંસાર ચક્રમાં ભ્રમણ કરે તો તેને નીચી ગતિએ પડી જવાની બીક રહેતી નથી. 'મજબુત સ્થંભને પકડનાર સ્થંભ પકડી ગોળ ચક્ર ફર્યા કરે તો પણ તે પડી જતો નથી.

આગળ વધતા કયારે શીખાય—જ્યારે આગત સ્વાગતાદિમાં વિવેક શુદ્ધ પ્રગટ થશે, ત્યારેજ ધાર્મીક અને વ્યવહારિક બાબતોમાં આગળ વધાશે.

મન-મુખ તન્મય કયારે કહેવાય—જે મનમાં છે, તેજ મોઢે-થી બોલાય છે. અને મોઢાથી બોલાય છે તે મનને રૂચે છે કે નહિ ? એટલે કે-મનમાં છે તેજ મુખમાં છે અને મુખે છે તે મનને રૂચે ત્યારે એકાગ્રતા જાણવી.

પ્રભુ સ્મરણની જરૂર—પરમાત્માનું નામ સ્મરણ કરતાં જ્યાં સુધી નેત્રમાંથી હર્ષના આંસુ, અને અંતરમાંથી આનંદ ઉછળીને જ્યાં સુધી બહાર આવ્યાં નથી ત્યાં સુધી પ્રભુ સ્મરણની જરૂર છે.

શાણાની સોબત—ડાહ્યા માણસની સોબત ધર્મ વૃદ્ધિ અને ઉભયને ઊત્તમ ફળને આપનારી છે. માટે પવિત્ર પુરૂ-ષોની સોબતો કરવી.

કોની સોબતથી પુન્ય મિલકત ગુમાવી બેશીએ ?—ક્રોધ માન માયા ને લોભ એ ચાર ખુશામતિયાની સોબતથી પુન્ય મિલકત ગુમાવી બેસાય છે, માટે એ ચારથી દૂર રહેવું.

રાગદ્વેષ વિનાના સાચા સગા કોણ ?—આ અખિલ વિશ્વમાં રાગદ્વેષ વિનાના સાચા સગા વિતરાગ-પરમાત્મા છે.

ભરતી ઓટ—સમુદ્રમાં જેમ પાણીની ભરતીઓટ થાય છે,

તેમ સંસારમાં સુખ દુઃખ રૂપ ભરતી ઓટ જાણવી.

રંગ બદલાય છે—જેમ વાદળીનો રંગ બદલાય છે, તેમ શરીરનો રંગ બદલાય છે; અને તડકા-છાયા થાય છે તેમ સાહિબીનો રંગ બદલાય છે, માટે જરા માત્ર અહંકાર ન કરવો.

કોના પાસે કંઇ ચાલી ન શકે?—કાળરૂપ વાઘ પાસે કંઇ ચાલી શકે નહિ. તે અણુચિંતવ્યો ને ઓચીંતો આવે છે માટે જાગૃત રહેવું.

મજબુત બંધ કયો?—મજબુત બંધ સંબંધીઓનો છે. તેના આકરા બંધનથી બંધાયેલાને છુટવું મુશ્કેલ છે. માટે જો તે બંધથી મુક્ત થવું હોય તો મોહને દૂર કરી વૈરાગ્ય માર્ગે ચાલવું.

નિચતા કઇ?—લાજ ત્યાગવી, જૂઠું બોલવું, કૃપણતા દાખવવી, અને અકૃત્ય. એ નિચતાના લક્ષણ છે માટે તે સર્વ ત્યજવા.

મનુષ્ય જન્મની કાળાશ—રાગ દ્વેષ પરિણતી છે. જો સદ્‌ગુણ ધરાવતી ભાવનાઓ આ સંસારમાં મનુષ્યની દૃષ્ટી સમીપે ન હોત, તો મનુષ્ય જીવનની રાગદ્વેષવાળી કાળાશનો પાર રહેત નહી.

અધોગતિમાં પડતા અટકાવનાર કોણ?—ફક્ત ધર્મ.

જીવને અનંત સુખમય માર્ગ બતાવનાર કોણ? ફક્ત ધર્મ.

મનુષ્ય સ્વભાવ ઉપર અંકુશ—જેમ શરીરમાં વાત, પીત્ત, અને કફ ત્રણે યોગ્ય સરખા હોય તોજ નિરોગીપણું રહે છે, તેમ સત્વ, રજસ, અને તમસ્ એ ત્રણ ગુણો સમાન હોય તોજ મનુષ્ય સ્વભાવ નિરોગીરૂપ અંકૂશમાં રહે.

વ્યવહારમાં ઉચ્ચ સ્થિતિએ મૂકનાર—ફક્ત વિદ્યા જ્ઞાન કેળવણીજ છે માટે તેનો ખપ કરવો.

લોભીઆ જીંદગી—લોભી માણુસો ધન એકઠું કરવામાં જીંદગી કાઢે છે, પણ સમજવું જોઇએ કે છ ખંડ પૃથ્વીનો ધણી સુભુમ ઋષિ અતિ લોભથી નરકે ગયો. માટે મળેલા યા મળતામાં સંતોષ માની લોભ તજવો.

ધૂતારાને મજા—લોભીયા વસતા હોય ત્યાં ધૂતારા ભૂખે ન મરે. લોભીયા હોય ત્યા ધૂર્તની વસ્તી જામે છે માટે સુખને કારણે લોભને છંડવો.

કામી અને જ્ઞાનીનો સમય કેમ પસાર થાય—કામી માણુસો કામાંધ બની કામભોગમાં વખત ગાળે છે, અને જ્ઞાની માણુસો ક્ષમાદિ ગુણો ધારણ કરવામાં તત્પર રહી કામ ક્રોધ ને લોભને તજવાને ઉત્સૂક બને છે.

પ્રવિણ અને શક્તિવંત કોણ?—દેશ કાળ ને ક્ષેત્ર જોઇ સ્વધર્મ શાસ્ત્રાનુસાર ચાલે તેને પ્રવિણ જાણવો, અને પ્રાણાંતે ધર્મ ટેક ત્યાગે નહિ તેને શક્તિવંત જાણવા.

આત્માનો ઉત્કૃષ્ઠ શત્રુ—અભિમાન છે. માટે તેને જીતવો, એટલે દુર કરવો.

મિત્ર લક્ષણ—મીષ્ટ વચન બોલે અને અંતરમાં કપટ રાખે તે મિત્ર નહિ, પણ ભીડના સમયમાં ભાગીદાર બની સાથે ઉભો રહે અને દુઃખ કમી કરે તેજ મિત્ર લક્ષણ.

વિદ્યા લક્ષ્મિ કોને સેવે છે ?—વિદ્યાદેવી કોઇના પાછળ ફરતી હોય તો સુવિનિત માણસોના પાછળ જાણવી, અને લક્ષ્મિદેવી કોઇને ભજતી હોય તો તે સદાચારી સુશીલ માણસોનેજ ભજે છે.

કૃતજ્ઞિ અને કૃતઘ્ની કોને કહેવા—કરેલા કામની કદર બૂઝે અથવા કરેલા ઉપકારને જાણનારાને કૃતજ્ઞિ. અને ઉપકારને ન જાણે અને સ્વાર્થ સાધીને અળગા થાય તે કૃતઘ્ની જાણવા.

મંત્રી, યોગી, અને સ્ત્રી શાથી શોભે છે—બુદ્ધિબળના ડહાપણથી મંત્રી, દ્રવ્ય રહિત યોગમાં લીન યોગી, અને સ્ત્રી લજ્જા સહિત સુલક્ષણથી શોભે છે.

સુકાર્ય અને દુષ્ટ કાર્ય—ધર્મ કાર્ય સમાન કાંઇ શ્રેષ્ઠ કાર્ય નથી, અને જીવહિંસા સમાન કોઇ દુષ્ટ કાર્ય નથી.

વિપત્તિ આપત્તિવાળી સોબત—ગમારોની, ચુગલીખોરોની, અને અભિમાનીની સોબત વિપત્તિનું કારણ છે, તેમ પર સ્ત્રીની સોબત પણ દુઃખદાયિ છે, માટે ચારે સોબત વિપત્તિ-આપત્તિવાળી જાણીને તજવી. (કરવી નહીં.)

કોની સોબત કરવી—પ્રમાણિક, નિરાભિમાની, અને ધર્મરક્ત વિદ્વાનોની સોબત કરવી.

બુદ્ધિ, ધન, કુલ, અને યશનો નાશ શાથી થાય છે?—માંસ મદિરા સેવનથી તેમજ તુચ્છ ભોજનથી બુદ્ધિનો નાશ, સટ્ટો-જુગાર ખેલ્યાથી ધનનો નાશ, પરદારા સેવનથી કુલનો નાશ, અને વિરૂદ્ધ આચરણથી યશનો નાશ થાય છે. માટે ચારે વર્જવામાં કલ્યાણ છે. (વરજવા યોગ્ય છે).

શું કઠિણ છે?-નિર્ધન અવસ્થામાં દાન દેવું કઠિણ છે, સત્તા સમયે ક્ષમા કરવી કઠિણ, સુખમાં ઇચ્છારોધ કરવો કઠિણ, અને યુવાવસ્થામાં ઇંદ્રીયો કબજે રાખવી કઠિણ છે.

ધર્મ નિરાધાર કયારે બને છે?—ધર્મીજનોના નાશથી ધર્મ નિરાધાર બને છે, માટે ધર્મના અર્થી જનોએ ધર્મીજનોનું બહુ સંભાળથી સંરક્ષણ કરવું.

ક્રોધ અગ્નિનો વધારો—ખાલી પડેલ-ઘાસ રહિત જમીનમાં જો અગ્નિ પડયો હોય તો સ્વયં બૂઝાઈ જાય, પણ જો તેને પુષ્ટી મળે તો વૃદ્ધિને પામે. ક્રોધરૂપ અગ્નિથી પ્રથમ આપણું બગડે છે, માટે ક્ષમા-શાંતતા રૂપ જળનું સીંચન કરવું, જેથી ક્રોધ-અગ્નિ બૂજાય છે.

ક્રોધી દુર્જનનું કયાં ન ચાલે?—ક્ષમારૂપ સાચા હથિયાર પાસે ક્રોધી દુર્જનનું કંઈ ચાલતું નથી.

પ્રધાન ગુણ—ધૈર્ય, ક્ષમા સહનશીલતા, અને નિષ્કષાય તેમજ વિનય, વિવેક, અને ગાંભિર્યતા પ્રમુખ પ્રધાન ગુણો છે.

પરમ પદ કયારે પમાય?—પરમાત્માને પગલે ચાલ્યાથી પરમ પદને પામી શકાય છે.

મુક્તિ કયારે મળે?—પરમાત્માની પવિત્ર આજ્ઞા પ્રમાણે વર્ત્તન કર્યાથી મુક્તિ મળે છે.

દામ દેતાં શું ન મળે?—વહ્યો જતો ઉત્તમ વખત દામ દેતાં પણ મળતો નથી, માટે વૃથા જતા વખતને સત્કાર્ય વડે મૂલ્યવાન બનાવવો.

સ્વાર્થી અને બિન સ્વાર્થી સહાય—ભવિષ્યમાં પોતાનો સ્વાર્થ સરશે એવું જાણી માત પિતા પોષણાદિ સહાય કરે છે, અને પરમાત્મા, કોઇ પણ જાતની ઇચ્છા વિના સ્વાર્થ વિના, કે બદલાની આશા વિના નિષ્કારણ પરમ સુખનો માર્ગ દેખાડવા સહાય કરે છે.

ભવસાગર તરવાની ભૂજા—અપાર એવા ભવ સાગર તરવાને જ્ઞાન અને ક્રિયા બે ભૂજાઓ છે માટે જ્ઞાન મેળવી ક્રિયામા મેલવું.

પ્રગટ અને પ્રછન્ન ગુણ—પરમાત્મામાં અનંત ગુણ છે, અને આપણામાં પણ અનંત ગુણ છે. પણ પરમાત્મામાં પ્રગટ પણે છે, અને આપણામાં પ્રછન્નપણે (ગુપ્ત) છે. કર્મ-

૧૫ શત્રુનો નાશ કરી પરમાત્માએ નિજગુણ પ્રગટ કર્યા છે, ત્યારે હાલ આપણે તે શત્રુઓથી જીતાએલા હોવાથી ગુપ્ત જાણવા.

પરમાત્મ પદ્રી વરવાને શું કરવું ?—પોતાના પાસે રહેલ ગુણને ગ્રહણ કરી જ્ઞાન તપ અને ક્રિયાના બળથી સમ્યક્ સેના પતિની સહાયથી મોહાદિ કર્મ શત્રુનો પરાજય કરવો.

કરેલા કર્મનો નાશ કેમ થાય ?—કરેલા કર્મનો નાશ શોક કરવાથી કે રડવા કુટવાથી થતો નથી, પણ સમતા ભાવે ભોગવવાથી અને અંતરંગ પસ્તાવો કરવાથી કરેલ કર્મ નાશ યા ઓછા થાય છે.

પોતાને ડાહ્યો-સમજુ કયારે જાણવો ?—પરને શિખામણ આપવા વખતે જયારે બુદ્ધિ વાપરે તેમ પોતાને પ્રસંગ જયારે આવે છે ત્યારે ચેતીને તેવી બુદ્ધિનો ઉપયોગ કરે તેને ડાહ્યો ગણવો.

ખુશામતીઆ અને અધમ લોકોનું લક્ષણ—સત્ય અને હિતકર સલાહ નહિં આપી શકનારા અને ચાંદે ચાંદ કરનારા ખુશામતિયા લોકો જાણવા. પોતાના સ્વાર્થ માટે પરનું બિગાડવાને વાર લગાડે નહિં તેને અધમ પુરૂષો જાણવા.

ન્યાયવૃત્તિવાળા ધીર પુરૂષો—તેનુંજ નામ કે ગમે તેટલું કષ્ટ આવ્યા છતાં પણ સત્ય માર્ગ ઉપરથી એક ડગલું પણ પાછું ખસતા નથી.

ઉત્તમ, મધ્યમ, અને અધમ પુરૂષોનું લક્ષણ—વિઘ્નો આવ્યા છતાં પણ આરંભેલું કામ પૂર્ણ કરે છે તે ઉત્તમ આરંભેલા કામમાં વિઘ્ન આવતાં છોડી દેનાર મધ્યમ, અને વિઘ્નનો ભય જાણી કામનો આરંભજ કરતા નથી તે અધમ પુરૂષનું લક્ષણ છે.

વ્યવહાર ગણત્રીએ કોણ—જેઓ ગુણી પુરૂષોની ગણત્રીમાં નથી આવ્યા તે વ્યવહારથી કશી ગણત્રીમાં નથી એમ સમજવું માટે લોકથી વિરૂદ્ધ વર્ત્તવું નહિ.

સમતાવંત જેવો કોઇ સુખી નહિં—આ દુનિયામાં રંક તો દુઃખી છે પણ ધનવાનો અધિક તૃષ્ણાને લઈ તથા રક્ષકપણાને લઇ દુઃખી છે પણ દુઃખને માનતા ન હોય તો એવા સાધુ સમતાવંત જેવા બીજા કોઇ વ્યવહારથી સુખી ન સમજવા.

નરમાશ, જીભ જેવી જોઇએ—મુખની અંદર રહેતી જીભ ઘી અને ઘીના પદાર્થ બહુ ખાય છે, છતાં જીભ ઉપર ચિકાશ રહેતી નથી, તેમ દરેકે જીભ પેઠે નરમાશ રાખવી.

કુળવાન લોકોનું ડુબવું શાથી છે?—દુષ્ટ કર્મ આચરનારા એવા પાપી જીવો, જ્ઞાની ગુરૂના સમાગમથી જ્યારે તરી ગયા છે, ત્યારે કુળવાન લોકો કુળ મદે કરી આ સંસાર સમુદ્રમાં ડુબી રહ્યા છે. માટે જાતિ કુલાભિમાન છોડી દેવું.

કયું શરણુ સમર્થ છે?—વિવિધ પ્રકારના તપ જપ નિયમ અને કરણી કરો તેમ કાર્ય પણ કરો, તો પણ આત્મ-સ્વરૂપને પિછાણી તે ઉપર શ્રદ્ધા રાખી જ્ઞાન પામી પરમાત્માનું શરણુ એકજ હિતકારી સમર્થ છે. માટે બીજા શરણુને વ્યર્થ સમજીને પરમાત્માનું શરણુ લેવું.

નમ્યું પ્રભુને ગમ્યું—ઉત્તમ જનો હમેશાં શાંત પ્રકૃતિવડે નમ્ર રહે છે. આંબો ફળે છે, ત્યારે નીચો નમી પડે છે.

કાલની કોઇને ખબર નથી—કાર્ય કરનારે વિચારવું જોઇએ કે જ્યાં આડી રાત છે અને તેમાં નિદ્રા લેવાય છે. તો શું ખબર કે પ્રભાત થતાં શું થયું ને શું થશે. માટે કાલની કોઇને ખબર નથી.

સંસારમાં હાર્યા ભલા કોણ સમજવા—સંસાર બાજીથી રમતા એવા ઇષ્ટદેવ-ઉપાસકોને, સંસાર સાગ્રીતો જીતવા દેતા નથી. તો તેવા સંસારીઓથી હારેલા મનુષ્યો ઇષ્ટદેવને ઓળખી વહેલા શકે છે, ને તેમની પાસે પણ જલ્દી પહોંચે છે, અને સંસાર બાજીને જીતેલા જમને દ્વાર પહોંચે છે, તેથી પરમાત્માના રાગીઓ સંસારમાં હાર્યા ભલા સમજવા.

ગરિબ જાણીને હસવું નહિં—ગરિબ માણસના સમાગમમાં આવતાં કોઇ કારણવશાત્ પણ તેની મશ્કરી થાય તેવા રૂપે હસવું નહિ. કેમકે રાંક છે તે કોઇ વખત રાજા

સરખો થવા પામે છે. સમુદ્રમાં વહાણુ ચાલ્યું જતું હોય તેની શું ખબર પડે કે પાર પહોંચતાં શું થશે ?

નમે તે જમે—નીચા નમેલા માણસો વાસણુ ભરી ભરી પાણી પીઇને તૃષા શાંત કરે છે અને ઉંચા અભિમાને ચડેલા તૃષા રહે છે. પાણી પદાર્થ નીચેજ ટકી રહે છે. જો તે ઉંચો ચડે તો શી રીતે ટકે ? માટે સુખ રૂપ થવા પાણી પેઠે નીચા રહેવું.

શિયલવંત મનુષ્યો વિરલા હોય—જ્ઞાનિ ધ્યાની સંયમિ શુરા ને દાતા અનેકની સંખ્યામાં છે. પણુ બ્રહ્મચર્ય પાળનારા શિયળવંતા બહુ થોડીજ સંખ્યામાં એટલે વિરલા હોય છે. કેમકે સર્વ વ્રત પાળવાં સ્હેલ છે. બ્રહ્મચર્ય પાળવું ઘણું કઠિણુ છે તેમાં જુવાનીમાં જેઓ કામદેવને જીતે છે તેઓની પ્રશંશાનો ડંકો દેવલોકમાં વાગે છે. શિયળ બખ્તર પેહેરેલાઓ સિંહને શ્વાનની પેઠે જીતે છે અને સર્પને ફુલ માળ પેઠે જીતે છે, અને જાજવલ્યમાન અગ્નિને શીતળતા સદશ કરે છે, માટે શિયલ પાળવું.

મન ઉપર જીત મેળવવી—દાઢી મૂછ મુંડાવીને મુખ ગોટમગોટ બનાવ્યું. પણુ જેનામાં ઘણી ખોડ છે એવા મનને મુંડવાની જરૂર છે, જેણે મન જીત્યું તેણેજ સઘળું જીત્યું.

પાપની પોટલી ભારે ન થાય—સંસારમાં ખુબ ખેલો પણ તમને કોઈ હરકત કરનાર નથી. કેમકે આ સંસારમાંથીજ મુક્તિ મળે છે. માથા ઉપર જગાતી માલનો બોજો નહિં હોયતો જગાતવાળો શું કરનાર છે? માટે પાપથી બ્હીવું કે રખે પાપનો બોજો વધી ન જાય.

જય કોનો છે?—સત્યનો જય છે. કોડો ગમે ધામ ભેટો, અને તિર્થનો સ્પર્શ કરો, પણ જ્યાં સૂધી સત્ય સેવ્યું નથી એટલે અસત્ય વર્ત્તન છે ત્યાં સૂધી કોઇનો જય નથી. માટે સાચું બોલવું.

માગવું કોના માટે?—પોતાના અંગત કામ માટે ગમે તેવી મુશ્કેલી આવે પણ માગવું નહિં, પણ પારકાના ભલા માટે માગતા બિલકૂલ લજ્જા રાખવી નહિં.

ફુલવત્ જુવાની ઉપર ફુલાવું નહિં—પ્રભાતે ખીલેલા ફુલના હજારો બાગ મધ્યાન્હ સમય થતાં કરમાઇ જાય છે, માટે માળીએ ફુલાવું નહિં. મુખ અને શરીરની લાલી જોઇ ફુલાઇ જવું નહિં.

સાચો સગો કોણ—માયા મન કે માતાદિ કોઈ પણ સગુ આ જગત જીવોનું નથી. પણ સાચો અને જબરો સગો જો કોઇ હોયતો ફકત 'દયા ધર્મ' જાણવો.

અંતરનો સૂર્ય—જેમ દુનિયામાં પ્રકાશ પાડવાને સૂર્ય છે,

તેમ અંતરમાં પ્રકાશ પાડવાને વિવેક સૂર્ય રૂપે છે. માટે પ્રથમ વિવેકનો અભ્યાસ કરવો.

અભેદ વૃત્તિનો ગુણ—શીત તાપાદિક વડે આત્માની જરા પણ લાગણી દુખાશે નહિં અને સર્વ સાધક બાધક ભાવોને એક સરખી રીતે સહન કરી શકે, એવી અભેદ વૃત્તિ જ્યારે થાય ત્યારે પરમ પદના બારણે પહોંચાયછે.

સદા પ્રયત્ન કરવો—જ્ઞાન બુદ્ધિના પાઠ ભણવા ભણાવવામાં, આત્મ ચિંતવનમાં, રૂડા ઉપદેશ દેવામાં અને એક સરખા ઉદ્યમમાં સદા પ્રયત્ન કરવો.

મનને શુદ્ધ ધ્યાનમાં પરોવવું—મન મર્કટ રૂપ છે, માટે તે પારકા ગુણ દોષ કથવામાં ભટકયા કરે છે. તે ભટકવા ન પામે તે સારૂ મનને વિશુદ્ધ ધ્યાનમાં જોડવું.

નીચ ગોત્ર કર્મ બંધાવાના કારણો—પરનો પરાભવ કરવાથી, પર નિંદા કરવાથી, અને આત્મોત્કર્ષ કરવાથી ક્રોડો ભવે છૂટી ન શકે એવું નીચ ગોત્ર બંધાય છે. માટે પરનો પરાભવ વિગેરે કાર્ય ન કરવાં.

આત્મા હાથીની પેઠે કયારે બંધાય છે?–શયન, આસન, રતિ ક્રિડા, અંગમર્દન, વિગેરેમાં આસક્ત થયેલો આત્મા સ્પર્શ ઇંદ્રિયોમાં ઝીપલાય તો તે આત્મા હાથી પેઠે બંધાય છે.

પરગજુ પૂછવાની રાહ જોતો નથી—સત્ પુરૂષો કોઈના તર-

ફથી પૂછાવા-પૂછવાની રાહ જોતા નથી; અને પારકી આશા પૂરે છે-સૂર્યને કોણ કહે છે કે તું ઘેર ઘેર જઇને પ્રકાશ કર ?

નહિં જવું—પેટમાં કપટ રૂપ ઉંડી છરી રાખીને મુખથી મીઠી મીઠી વાતો કરે તેવા કપટી-માયાળુ પાસે ન જવું.

મનને બનાવીએ તેવું બને—કુમળા વૃક્ષને જેમ વાળીએ તેમ વળે છે. તેવી રીતે મનનું પણ છે. માટે મોક્ષનો માર્ગ વેળાસર હાથ લાગે, તેમ સુમાર્ગે મનને દોરવવું, કે જેથી ભવોનો અંત આવી અજરામરને ભેટે છે.

શા માટે સજ્જન ડાહ્યા ?—મલિનમાંથી પણ ગુણને શોધી કાઢનાર દક્ષ, સજ્જન પુરૂષો હોવાથી તે ડાહ્યા કહેવાય છે.

કોની બિના સત્કાર પામે ?-સજ્જન પુરૂષોએ સ્વીકાર કરેલ કંઇ પણ પ્રસિદ્ધિને પામે છે, ને સત્કાર મેળવે છે.

ગાંડુ ઘેલું વચન પણ હિતકર—જેમ બાળકના કાલા કાલા બોલ માતા પિતા પાસે શોભે છે, તેમ સત્પુરૂષોએ સજ્જન સમીપે કહેલું ગાંડુ-ઘેલું વચન સામાધણીને હિતકર થઇ લેખે લાગે છે.

સંસારના સુખની વાનગી—સંસારમાં જે જે અનહદ વૈરાગ્ય સુખ અનુભવાય છે તે સઘળા ફક્ત મધુ બિંદુ એટલે મધના એક છાંટા જેટલુંજ છે, અને તેના કરતું દુઃખ

છે તે મેરૂ પર્વતના જેટલું સમજવું જેથી કરી કોઇ પણ માનવ વ્યક્તીએ વિષય સુખના વૈભવને આત્મહિત માટે ઇચ્છવું નહિ.

કયું સુખ કોઇ પાસે કથી ન શકાય?—આત્મિક સુખ કોઈ પાસે કહી શકાયજ નહિં. તે સુખને જે જાણે છે તેજ જાણે છે. માટે આત્મજ્ઞાનીની સોબત કરી તે સુખ મેળવવું.

સારા સારનું ભાન રહેતું નથી—માણુસ જ્યારે મોહમાં તણાય છે ત્યારે તેને સારાસારનું ભાન રહેતું નથી માટે મોહ-વશ નહિ થવું.

અજ્ઞાનિઓ પ્રત્યે ઉપદેશનું ફળ—અજ્ઞાનીઓને ઉપદેશ આપતાં ઉલટો તેને ક્રોધ થાય છે, પણ શાંતિ થતી નથી. સર્પને દુધ પાવાથી કેવળ વિષનોજ વધારો થાય છે.

વક્તાની અસર શ્રોતાને કયારે થાય—વક્તા બની જે માણુસ જે બિના માટે શ્રોતાને શિખામણ આપે તે બિનાને સારી રીતે પોતે અમલમાં લીધી હોય તોજ અસર થાય પણ પોતે પરોપદેશે પાંડિત્યપણું ભોગવે એટલે કે ચરચાતી બિનાને પોતે અમલમાં લાવે નહિં તો તેનું સ્વરૂપ શ્રોતા પૂરી રીતે સમજી શકતા નથી તેવી તેની બોલવાની ગતિ હોવાથી અસર ન થાય માટે જે બિના

માટે બીજાને બોધ કરવો હોય તો તે પ્રથમ પોતેજ બજાવેલી જોઇએ.

**ભાવાર્થ**—જે વસ્તુનું વર્ણન કરવું હોય તે વસ્તુ ફક્ત ઉચ્ચારમાં હોય અને વિચાર તથા આચાર જો ન હોય તો તેનુ વર્ણન કદી પણ સચોટ અસર કરી શકતું નથી.

વગર પૈસે હસવાનું—ઘણી વખત વાતો કરતાં જે હસવાનું બને છે તે ઘણું કરીને મૂર્ખાઈ ચિન્હવાળા ટાયલાં હોય છે. મૂર્ખજન ગમે તેટલી વિવેકભરી ચાલાકી કરવા જાય તોપણ તેની મૂર્ખાઇ છાની રહે નહિં. જેથી વગર નફાનું લોકોને પેટ પકડીને હસવાનું બને છે. માટે મૂર્ખાઈ ન થાય તેમ વર્તવાની ચાલાકીનું ભાન રાખવું.

ભાગ્યોદ્યમ જરૂર—ઉદ્યમ કરતા ભાગ્યમાં હોય તેજ મળે છે. પરંતુ ભાગ્યમાં છે કે કેમ તેના માટે ઉદ્યમ કરવાની ખાસ જરૂર છે.

પ્રેમ ક્યાં છે?—જ્યાં સ્વાર્થનો અંશ નથી એટલે નિઃસ્વાર્થતા છે ત્યાંજ પ્રેમની પવિત્ર છાયા હોય છે.

પ્રેમીનુ અંતઃકરણ—કોમલ અંતઃકરણ પ્રેમીઓનું સમજવું, કેમકે પ્રેમપાત્ર વસ્તુનો વિયોગ તેઓ સહન કરી શકતા નથી. સાચા પુલ પેઠે તેનું હૃદય કરમાઇ છે.

મફતની રખવાળી—સુખની આશા માટે લક્ષ્મિ પેદા કરીને

જે તેનાથી સુખને ભોગવાય તો મફતની રખવાળી કર-
વાથી શું વળવાનું છે. લોભી અને કંજુસનું આ લક્ષણ
સમજવું માટે કંજુસાઇ કે લોભીયાપણું નહિં કરતાં
કલ્યાણ કરનારની ઉપયોગવડે રખવાળી કરવી.

જ્ઞાની વચનનું વજન મનુષ્યો—જે માણુસો સામાન્ય બુદ્ધિના
છે, તે જ્ઞાનીના વચન સાંભળતાંજ આ કાનથી આ કાને
કાઢી નાંખે છે. એટલે તેમના મનને એક પડઘા રૂપે
લાગે છે. કેટલાકો સાંભળીને કંઠ સૂધી રાખી મુખદ્વારા
બોલી દે છે. પણ અંતરમાં ઉતારી ક્રિયામાં મૂકી શકતા
નથી. કેટલાકો સાંભળતાંજ હૃદયમાં તુર્ત ઉતારી દેઇ
તે પ્રમાણે વર્ત્તન કરે છે જેથી તે સર્વોત્તમ મનુષ્ય
પાસે જ્ઞાનીના વચનનું વજન થાય છે.

પવિત્રતા—પવિત્ર ભૂમિમાં પ્રવેશ કરવાને પ્રથમ શરીરની
પવિત્રતા જોઇએ પણ જેના વચનની પવિત્રતા છે તેનાથી
સર્વ કોઇને પ્રીતિનું પાત્ર થઈ પડે છે, પરંતુ મનની
પવિત્રતા છે તેજ ખરી પવિત્રતા જાણવી. જેના મનની
શુદ્ધિ હોય તેના વચનની અને શરીરની શુદ્ધિ થયે-
લીજ જાણવી.

કાળા કોલસા કરતાં કાળાશ—જ્યાં સુધી માણુસો સત્યવૃતિ
વડે ન્યાય ઉપર રહે, ત્યાં સૂધી ઉજલા સમજવા પણ
ન્યાયથી ભ્રષ્ઠ થયા કે સમજવું કે તે કાલા કોલસા કર-
તાં પણ અધિક કાલાશવાલા છે.

કોની સોબત કડવી ?—કાગડા જેવા કપટીઓની સંગત કડવી સમજવી માટે હંશ જેવા નિર્મલ દિલના મનુષ્યોની સંગત લાભદાયિ છે,

કલંક રૂપ કોણ ?—દુર્વ્યસન એ કુળને કલંક રૂપ છે. માટે દુર્વ્યસન તજવા જોઇએ.

પરપુરૂષના ચિત્તને ખેંચનાર—સ્ત્રીઓજ છે. સ્ત્રી શબ્દના ઘણા પર્યાય મોહિની શબ્દ છે તે મોહને પેદા કરી શકે છે. એટલે પોતાની સુંદરતા વડે પરના ચિત્તને ખેચે છે. માટે મોહિની ઉપર જય મેળવવા પ્રયત્ન કરવો. કુલટા સ્ત્રીઓ પરપુરૂષના મન ખેંચે છે.

કંદર્પ જીતવો દુર્લભ છે—મદોન્મત હાથીઓના કુંભસ્થળને તોડનારા શુરવીરો ઘણાં છે તેમજ સિંહને જીતનારા ઘણા સમર્થ-બળવાન છે પણ કંદર્પ-કામદેવને જીતનારા કોઇ વિરલા હોવાથીજ કામદેવ જીતવો દુર્લભ છે.

કળી ન શકાય તેવો રોગ—વેહેમ એ મોટો રોગ છે. કોઇ વખત અવસરે પોતાને અને સંબંધમાં આવનારને નડે છે. ચિંતાને ચળકતી કરી પ્રીતિનો ભંગ કરાવે છે. સર્વ રોગનું ઔષધ છે. પણ વેહેમ રોગનું ઔષધ નથી માટે વ્હેમ બિલકુલ રાખવો નહિં. 'વ્હેમ, એકનો દોષ બીજા ઉપર મૂકે છે.' માટે જરૂર વહેમ ત્યજી દેવો.

પછવાડેથી કોણ પસ્તાય—સાહસ કરનારા પછવાડેથી પસ્તાય છે કેમકે તેઓ વિચાર કર્યાવગર કામ કરવા મંડી જાય છે જેથી શોક સાગરમાં ધક્કા ખાય છે, માટે વિચાર પૂર્વક કાર્ય કર્યાથી પસ્તાવો થશે નહિં.

આપદાનું ઉત્કૃષ્ટ સ્થાન—અવિવેક છે માટે વિવેક પૂર્વક વર્ત્તનારાઓને સંપદાની પ્રાપ્તિ થાય છે.

જ્ઞાનમાં ગુરૂગમ્યની જરૂર—યોગ્ય જ્ઞાન મેળવી વિચિક્ષણ-પણું ગમે તેવું ધારણ કર્યું હોય, પરંતુ શબ્દ જ્ઞાન ગુણના સમુદ્ર એવા ગુરૂ વિના ભેદ યા તત્ત્વ પામી શકતા નથી, માટે તત્ત્વ મેળવવાને ગુરૂગમ્ય કરવાની જરૂર છે.

આરંભેલુ કાર્ય કોણ નીમે ટાઈમે પૂર્ણ કરે ?—જે કાર્ય સાધવાનું છે તેનું લક્ષ્યબિંદુ રાખી અને અન્ય ઉપા-ધિમાં ન પડે, તેમજ આરંભ વખતે જે કાળજી અને ખંત ધરેલા છે. તેવીજ રીતે પૂર્ણ થતાં સુધી ખંત આદિ રાખનારા નિમે ટાઇમે પૂર્ણ કરે છે.

અવગુણકારક વસ્તુને ગુણવાળી કોણ માને ?—'રાગ વાળા પુરૂષોને રાગાંધ જાણવાં.' જે વસ્તુ ઉપર જેને રાગ–ભાવ થયો, તે કદાચિત્ અવગુણકારક માલુમ પડે તોપણ તેને તેવા પુરૂષો ગુણવાળી કરીને માને છે. કેમકે રાગાંધ હોવાથી સત્યને સ્થાન મળતું નથી. તેથી તેમે

સારાસારનું ભાન પણ રહેતું નથી. માટે રાગાંધ માણસો અવગુણી વસ્તુને ગુણવાળી સમજે છે. માટે રાગાંધ ત્યજવો, કે સાર અસારની ખબર પડે.

પોતાનું નહિં સુધરતા બીજાનું કોણ બિગાડે ?—ઈર્ષા, અદેખાઈ કરનારો પરનું ભલું જોઇ શકતો નથી, તેથી હૃદયમાં બળીને ખાખવત્ થાય છે. એટલે અદેખાઇને લીધે સામાનું બિગાડે છે જેથી ઇર્ષાનેજ હાંકી કાઢવી.

પ્રભુભકિતને માટે મુખ્ય શાની જરૂર—હૃદય શુદ્ધિની જરૂર છે. હૃદયની શુદ્ધતા વગર જે જે ધર્માચરણ કે પ્રભુ ભક્તિ કરવામાં આવે તો તે બહુ ફળવાળાં થતાં નથી માટે પરમાત્માની ભકિત માટે મન શુદ્ધીની જરૂર છે. વસ્ત્રને સરસ રંગ ચડાવવો હોય તો પ્રથમ મેલ દુર કરવો, તેમ એક ધ્યાન થવા હૃદય મેલ વિનાનું સ્વચ્છ કરવાથી ભકિતનો રંગ ચળકી ઉઠે છે.

સમયસૂચકતા એટલે શું—અવસર ઓળખીને જે કામ કરવું તે સમયસૂચકતા. જે માણસ સમયસૂચકતા વાપરીને કામ કરે છે, તે પાછાં પડતાં નથી, પણ ફત્તેહ મેળવે છે. અવસર નહિં ઓળખનારા ડગલે ડગલે સ્ખલના પામતા જણાય છે જેથી સમયસૂચકતા વાપરી કામ લેવું.

મહાપુરૂષોને આનંદ કયે સ્થળે મળે ?—જ્યાં ગુણની ગ-

ણુના થતી હોય ત્યાંજ મહા પુરૂષોને આનંદ મળે છે.

ગુણીજનોની ઉદાસીનતા ક્યાં હોય ? —જ્યાં ગુણોની કિમત ન થતી હોય ત્યાં ગુણીજનો ઉદાસ રહે છે, અને જે સ્થળે ગુણના ગ્રાહક મળે તે સ્થળે આનંદ ઉપજે છે.

ગુણીજનની પરીક્ષા કોણ કરે છે ?—ગુણી અથવા ગુણજ્ઞ માણસો ગુણીજનની પરીક્ષા કરી શકે છે, ને કદર પણ તેજ બૂજે છે.

દુનિયા શાના માટે રડે છે.—ખરૂં જોતા દુનિયા સ્વાર્થના પાછળજ રડે છે. સત્ય સ્નેહને માટે કોઇકજ વિરલા રડતા હશે. સ્વજન-સંબંધી વિગેરેનો વિયોગ થતાં તેના સ્વાર્થને સંભારી પોકે પોક મૂકીને રડે છે.

કયો ખાડો ભરતા છતાં ન ભરાય ?—તૃષ્ણારૂપી ખાડો એવો છે કે ભરતા છતાં ભરાતો નથી. જેમ જેમ તૃષ્ણા શેવવામાં આવે તેમ તેમ તે વધતીજ જાય છે. પાંચ હોય તો પચીસની ઇચ્છા, પચીસ હોય તો પચાસ તરફ મન દોડે છે. જેથી તે તૃષ્ણા ખાડો પૂરાતો નથી.

ભણ્યા પણ ગણ્યા નહિં—ભણતાં અથવા ભણેલાનો જો ભાવાર્થ ન સમજવામાં આવે તો કોઇકિ વખત અનર્થકારી નિવડે છે. ભણીને જો તત્વ સમજાય તેટલી બુદ્ધિનો વિકાશ કર્યો હોય તોજ સફળ છે નહિંતો પછી ‘ ભણ્યા પણ ગણ્યા નહિં ’ જેવું સમજાશે.

જીવનનું દર્શન કરાવનાર કોણ?—સાહિત્ય-પુસ્તકો છે. માટે નિત્ય સુબોધ પુસ્તકો વાંચી મનન કરવા.

પુસ્તકો શાથી નિભે છે?—વિદ્વાનોથી પુસ્તકો નિભે છે.

વિદ્વાનો શાથી નિભે છે?—કંઇક દેખાતા-વિરલા વિદ્યા વિલાસીઓથી વિદ્વાનો નિભી રહ્યા છે.

વિદ્યા પ્રાપ્તિ શાથી થાય?—ગુરૂ પાસે વિનયાદિ ગુણો વડે સેવન કર્યાથી વિદ્યા સ્હજ પ્રયાસે આવે છે, માટે વિનયવંત થવું.

---

## શ્રી ઉપદેશી લાવણી.

ચેત ચતુર નર કહત સદ્‌ગુરૂ, કીસી વીધસેં લલચાના હે;
તન ધન યૌવન સયલ કુટુંબા, એક દિવસ તુજ જાના હે.
એ આંકણી.

મોહ માયાકી બડી જાલમેં, જિસમેં તું ઉલજાણા હે;
કાલ આહેડી ચોટ આકરી, તાક રહ્યા નિસાના હે. ૧.

ચિહું ગતીમેં તો ભટકત ભટકત, તોહી અંત ન આના હે;
ચાર દિનોકી દેખ ચાંદની, તાહીમેં લોભાણા હે. ૨.

પુરવ ભવકે પુણ્ય સંજોગસેં, નરકી દેહી પાના હે;
નવ મહિના તું રહ્યા ઉદરમેં, દુઃખ દેખ્યા અસમાના હે. ૩.

મલ મુત્રકી અશુભ કોથળી, તે માંહે સંકટ ભીના હે;
રૂધીર સુક્રાચ્યા આહારજ કીના, પ્રથમપણે તો લીના હે. ૪.

જનમ સમય તો કોડ ગુણેરી, વેદન તેં દેખાણા હે;
અબ તો ભૂલ ગયો તું પ્રાણી, ઐસા મુંઢ અજાના હે. ૫.

ઊઠ કોડ તે સુઈયા સરખી, નાતી કર ચોબાણા હે;
તેથી વેદન અનંત ગુણેરી, ઉંધે મુખ જુલાણા હે. ૬.

બાલપણો તેં ખેલ ગમાયો, યૌવનમેં ગરવાણા હે;
આઠ પહોર કીની મદ મસ્તી, ખોટી લગન લગાના હે. ૭.

રંગી ચંગી દેહી રાખે, ટેહેડી ચાલ ચલાના હે;
આઠ પહોર કીયો ઘરધંધો, લગ રહ્યા આર્ત ધ્યાના હે. ૮.

સાધુ સંતકી સુની નહીં બાની, દાન સુપાત્ર ન દીના હે;
તપ જપ કરણી કછુઅ ન કીની, નર ભવ સફલ ન કીના હે. ૯.

માત પીતા સુત બેન ભાનેજી, ત્રીયાસું લલચાના હે;
તું નહીં ઇસકા એ નહીં તેરા, સ્વારથ લગેં અધીના હે. ૧૦.

કૃત અકૃત કર ધનકું મેલ્યા, ઘણાસું વેર બંધાના હે;
માયા તો કછું લાર ન ચાલે, જહાંકી જહાં રહાનાં હે. ૧૧.

ઊચા ઊંચા મંદીર ચણાયા, કીયા ઘણા કારખાના હે;
ઘડી એક નહીં રાખત ઘરમેં, જાલત જાઈ મસાના હે. ૧૨.

છિન છિન માંહે આયુ છીજે, અંજલી કેસા જરના હે;
કોડ જતન કર એહ જીવકા, તોપણ આખર મરનાં હે. ૧૩.

ચઢી કેસવ મંડલીક રાજા, ઈંદ ચંદ સુર દાના હે;
હાલ આહેડી હે સર્વ જગતકો, તો કચું ધરે ગુમાના હે. ૧૪.
ક્રોધ, માન, માયા, મદમાતો, પારકી પીડ ન જાના હે;
આશા તૃષ્ણા ચડત ચઉગણી, કરતા જન્મ મરાના હે. ૧૫.
યૌવન ગમાયા બુઢ્ઢો હોઈ બેઠો, તોહી સમજ ન લીના હે;
ધરમ રતન કછુ હાથ ન લીનો, પરભવમેં પસ્તાના હે. ૧૬.

---

## સત્સંગનું પરિણામ.

(નોકરી મત જાના દિલદાર, ચાકરી મત જાનાં—એ રાગ.)

સુજ્ઞના મંડળમાં જો વીર, જાય તો થાય ધીર ગંભીર,
સંતજનોની સમાજમાંથી, સુખદ મળે છે જ્ઞાન;
તિમિર ટળે છે તેજ વધે છે, મૂર્ખ થાય વિદ્વાન. સુજ્ઞ૦ ૧
પારસમણીનો સ્પર્શ થયાથી, લોહ કનક જેમ થાય;
જ્ઞાન સ્પર્શથી જડવત્ ચિત તેમ, ચેતનમય બની જાય. સુજ્ઞ૦ ૨
સરાણના ઘર્ષણથી હીરો, પામે જેમ ચળકાટ;
જ્ઞાન ઘર્ષણે તેમ અંતરનો, સદ્ય ઉતરશે કાટ. સુજ્ઞ૦ ૩
અકિક જાતિના પથ્થર ઝળકે, જુઓ ઘર્ષણે ભાત;
તો માનવ મન કેમ ન સુધરે, શ્રવણ કરી શુભ વાત. સુજ્ઞ૦ ૪
પરમૌષધ જેમ રોગ મિટાવે, આપે જીવનદાન;
જ્ઞાન રૂપ તેમ સરસદવાથી, મટે રોગ અજ્ઞાન. સુજ્ઞ૦ ૫

ચળ વસ્તુનો મોહ તજાવી, અચળ જ્ઞાનમાં ભાવ;
કંકૂ ઉપદેશ પાન કરંતા, સત્સંગ ઘરાનું નાવ. સુજ્ઞ૦ ૬

કર્ત્તા
કં. મૂ. પટણી.

---

## જન્મ સમય.

( મહેતાજીરે શું મહી મુલ બતાવું—એ રાગ ).

જયકારીરે વીર જિણંદ સોભાગી, જન્મ્યાની નોબત વાગી;
દુનીયામાંરે અવર નહીં વડભાગી, [1]અંતિમ જિનસમ સોભાગી.
ચાલ–આવી છપ્પન્ન દીગ કુમારીરે, પ્રભુ જન્મકાર્ય કરનારીરે,
તુજ મૂર્તિ મોહનગારીરે, નિરખીનેરે તુજ શોભા જગ સારી;
બલિહારી હું જાઉં વારિ વારી......................જયકારીરે.
**સિદ્ધારથરે ત્રિસલા** માતાના જાયા, જસ કંચનવરણી કાયા;
તુજ સેવેરે ચોસઠ ઇંદ્રો પાયા, વિદ્યાધર ને વળી રાયા.
ચાલ–અમે સેવક છીએ તારારે, જીવ જીવન તુંહિ આધારારે,
કીધી શાંતિ સર્વત્ર પ્યારારે, ભગવંતારે ભવજલ પાર ઉતારા;
પ્રભુ ભકતોનું ભય હરનારા.........................જયકારીરે.
લહી કેવળરે સંઘ ચતુર્વિધ સ્થાપે, તુમ નામથી શાંતિ વ્યાપે;
કરૂણાકરરે કિલ્મિષ સરવે કાપે, જેમ [2]તરણી તિમિર ઉથાપે.

---

૧. છેલ્લા, ૨. સુરજ.

ચાલ-ચૈત્રી તેરસ ઉજ્વલ જાણીરે, તિથિ જન્મની શાસ્ત્રે વખાણીરે;
અમને દ્યો શિવપટરાણીરે, શત્રુંજયરે મિત્ર સુધારક તારો;
કુંકુમ તિલક કરનારો..............................જયકારીરે.

---

## શ્રી વીર પ્રભા.

ગોપીચંદ લડકા, બાદલ વરસેરે કંચન મહેલમેં.—એ રાગ.

મેરે પ્યારે વીરજી, ચૈતર તણીરે તેરસ ઉજળી, મેરે.

નર્ક સાતમાં થયાં અજુઆલાં, વધતા ઓછા સાથ,
સર્વ જીવને શાતા અરપી, જન્મ કર્યા સનાથરે—મેરે પ્યારે૦

માત તાત ને ભ્રાતની પાલી, આણા શ્રી વર્ધમાન,
આતમ સાધન માર્ગ દેખાડયો, ધન્ય શાસન સુલતાનરે—મેરે૦

તપ જપ કિરિયા જ્ઞાનને પામી, શાસ્ત્ર રચ્યા જોઇ કાળ,
ભવ્ય જીવના હિતને કાજે, પૂર્યા ગૌતમ સ્વાલરે—મેરે૦
શ્રી શત્રુંજય જૈન સુધારક મિત્રમંડળ આવાર,
જન્મ કલ્યાણુક ઉજવી માગે, આવાગમન નિવારરે—મેરે૦

જી. એસ. કોરડીયા કૃત.